શ્રી

# પાપનો પશ્ચાતાપ.

## નાટકના ઑપેરા.



લેખકઃ-

કવિ મણિશંકર ત્રીભોવન પાગલ.

ભાવનગર.

શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની માટે

રચીને પ્રસિદ્ધ કરનાર

**રાવળ ત્રંબકલાલ દેવશંકર.**

શ્રી વાંકાનેર આ. હિ. વ. ના. કં. ના માલેક.

વડોદરા.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૩. સન ૧૯૧૭.

અમદાવાદ શાહપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઇ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપ્યા.



કીંમત રૂ. ૦-૨-૦.

# વિજ્ઞપ્તી.

——:૦:——

જણાવવા મગરૂર છું કે, અલ્પ સમયમાં અમારી કંપની ત્રતીય નાટક લઈ આપની સમક્ષ હાજર થાય છે. અમારો ઉદ્દેશ એ છે કે જૈન સમાજને અનુસરતું સાહીત્ય નવ નવા રૂપમાં પુરૂં પાડવું અને એ સાહીત્ય ઉત્તમ પ્રકારનું નીતી દર્શક અને સતી ધર્મને લગતું હોવું જોઈએ. તે માટે કાળજી રાખવી એ અમારૂં કામ છે. ત્યારે તેની યોગ્ય કદર કરવી એ પ્રેક્ષકોનું કામ છે.

કળીયુગની સતી, વેરની વસુલાત, પ્રેમની પુતળી ઇત્યાદી પ્રયોગોમાં અમે કરેલ ઉદ્દેશ સફળ થઈ પ્રેક્ષકોની લાગણી વધી છે તે માટે પ્રેક્ષક વર્ગનો આભાર માનું છું.

આ પ્રયોગ અમારા કળીયુગની સતી ને વેરની વસુલાતના ખેલોના લેખક મી. મણીલાલ ત્રીભોવન પાગલને હાથે લખાવી કાળજીથી સુધરાવી જૈન સમાજને ઉપદેશ આપવાના વીષયપર લક્ષનું મધ્યબીન્દુ રાખ્યું છે તો તેની કદર થવી તે હવે આપના પર ભાર મુકી હું મારી પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.

**લી. રાવલ ત્રંબકલાલ દેવશંકર**

**શ્રી વાંકાનેર આ. હી. વ. ના કંપનીના માલેક.**

શ્રી ગણેશાયનમઃ

# પાત્રોની સમજ.



## પુરૂષ વર્ગ.

**માધવસીંહ**—લલીતપુરના નરેશ.
**દેવીસીંહ**—તેનો મુખ્ય સરદાર.
**કનકધ્વજ**—દેવીસીંહનો પુત્ર.
**દીવાન**—સદર રાજ્યનો.
**હંસધ્વજ**—શીયળવતીનો પીતા દેવીસીંહનો સસરો.
**દીવાન**—હંસધ્વજનો.
**ગટારામ**—જુના વીચારનો એક સુધરેલો ડોકટર સુધાનો પીતા.
**વસંત**—સુધારામાં આગળ વધેલો એક યુવક સુધાનો પતી.
**મનહર**—વસંતનો જીગરજાન દોસ્ત નવેલીનો ધણી.

## સ્ત્રી વર્ગ.

**રાજબા**—માધવસીંહની રાણી.
**કાન્તા**—માધવસીંહની પુત્રી કનકધ્વજની પત્ની.
**શીયળવતી**—દેવીસીંહની પત્ની અને હંસધ્વજની પુત્રી.
**સુધા**—ડોકટર ગટારામની પુત્રી વસંતની પત્ની.
**નવેલી**—મનહરની પત્ની સુધાની દાસી.



# પાપનો પશ્ચાતાપ નામે ખેલનો ટુંકસાર.

## અંક પહેલો.

### મંગળાચરણ.

ઇશ્વર સ્તુતિ બાદ પ્રયોગનું વર્ણન નાટ્યકારે કરવું.

**પ્ર. પહેલો માધવસીંહનો ભવ્ય દરબાર.**

માનસીંહ મહારાજાના પુત્ર માધવસીંહને રાજ્યાભીષેક. દેવીસીંહની પત્ની શીયળવતીના હાથે રાજ્યતીલક કરવા સવાનુમતે ઠરાવ. શીયળવતીનું આગમન. માધવસીંહ કે જેને શીયળવતીપર ઘણો પ્યાર છે અને ગાદી મળ્યા બાદ તેને જાહેર રીતે દેવીસીંહ પાસેથી મેળવવાના વીચાર તેને હાથે રાજતીલક કરાવી બહેન કહેવામાં દેવીસીંહે સાફ ના કહેવી. દેવીસીંહનો પોતાની પત્નીને હાથે તીલક ન થયાથી ગુસ્સાથી જવાબ માગવો. માધવસીંહે જાહેર રીતે પ્યાર જણાવવો. શીયળવતીનું અપમાન થવાથી તેણે કરેલો આપઘાત. દેવીસીંહે વેર લેવું. તેના શબ આગળ લીધેલી પ્રતીજ્ઞા. માધવસીંહને મારવા તલવાર ખેંચવી. દીવાન વીગેરે સરદારોનો અટકાવ.

**પ્ર. ૨ જો. પતીની ખરાબ વર્તણુકથી રાજબાનું દીલગીર થવું. શાયળવતીએ રાજ્યાભીષેક વખતે કરેલા આપઘાતથી ભવિષ્યે શું**

પરીણામ આવશે તે માટેના વીચારો. બાદ માધવસીંહનું આવવું. પોતાની પત્નીના ખરા શબ્દો ખોટા લાગવા. બાદ કાન્તાનું આવવું અને પોતાના પીતાના ક્રોધને જોઇ તેના ક્રોધમાં વધારો કરવો. માધવસીંહનું કંટાળી ચાલ્યા જવું. કાન્તાનું પોતાના પીતાના કરેલા કાર્યથી દીલગીર થવું.

પ્ર. ૩ જો. કોમીક ડોકટર ગટારામ ગોટલીની પુત્રી સુધાનુ લીલામ જાહેર ખબર આપનાર છોકરાનું આવવું. સુધાના લીલામના પોકાર કરવા. બાદ ગૃહસ્થોએ આવી લીલામ વીશે પુછવું. ત્યાર બાદ વસંત તથા મનહર નામના બે સુધરેલા યુવકે આવી આ બનાવ જોઇ આશ્ચર્ય પામી હકીકત પુછવી તેનો જવાબ સાંભળી તે હરરાજી કરનાર માલીક તથા મીલ્કતને જોવાની ઇચ્છા કરવી. ત્યાં માલીક તથા મીલ્કત ગણાતાં ડોકટર ગટારામ ગોટલીનું પોતાની પુત્રી સુધા સાથે આવવું. હરરાજીના શબ્દ પોકાર બાદ વસંતે ડોકટરને આ ભવાડો બંધ કરી સુધાને પોતાની સાથે પરણાવવા કહેવું. પરંતુ ડોકટરનુ ખીજાઇ ચાલ્યા જવું ત્યારબાદ વસંતે સુધાને કોઇપણ પ્રકારે લીલામ થતી અટકાવવા મનહર સાથે યુકતી શોધવી અને દુનીયામાં કન્યાવીક્રય કરનાર માબાપોને શીક્ષણ આપી બન્નેનું જવું.

**પ્રવેશ ચોથો.—બગીચો.**

માધવસીંહની પુત્રી કાન્તા પોતાની સખીઓ સાથે આનંદ કરતી નજરે પડેછે. બાદ દેવીસીંહના કુમાર કનકધ્વજનું આગમન. ઉભય વ્યકતીનો પવીત્ર પ્યાર માધવસીંહનું આવવું કન-

કને જોઇ ક્રોધે ભરાવું. ઉભયની તકરાર, ઉંચા પ્રકારના પ્રેમનો એકરાર, છેવટે બન્નેની લડાઇ. કનકધ્વજે માધવસીંહને મહાત કરવો.

**પ્રવેશ પાંચમો—રસ્તો.**

દરશન કરવા નીકળેલી સુધા જે ડોકટર સાહેબની એકનીએક પુત્રી છે. જે ફક્ત વીસહજારેજ વેચવાની છે તેની તથા સખીયોની પરસ્પર ગુહ્યચર્ચા. બાદ મનહર તથા વસંતનું આવવું સુધા પાસે પ્રેમની માગણી કરવી સુધાએ ચીડાઇ ના કહેવી વસંતની આજીજી બાદ ડોકટરનું આવવું ગોટાળાને જોઇ ગુસ્સે થવું યાને આંધળે બહેરૂં કુટાવું વસંત તથા મનહરનું નાશી જવું ડોકટરે સુધાને ધમકાવવી સુધાનું ચીડાવું ડોકટરનું ગુસ્સે થઇ ચાલ્યા જવું. સુધાને પોતાના જતા જોબનનો વીચાર

**પ્રવેશ છઠ્ઠો—હંસધ્વજનો દરબાર.**

દેવીસીંહનું આવવું શીયળવતીના મરણ તથા પોતે તેનાં શબ પર લીધેલી પ્રતીજ્ઞાની હકીકત જાહેર કરવી. તેમાં હંસધ્વજની અનુમતી પોતાની સતી પુત્રી માટે તનમન ધન ફના કરી માધવસીંહપર ચડાઇ કરવા ઠરાવ. બાદ માધવસીંહના જાસુસનું પત્ર લઇ આવવું હંસધ્વજે પોકીટ ફોડી પત્ર વાંચવો પત્રને ચોંટાડેલા ઝેરથી હંસધ્વજનું મરણ. દેવીસીંહની દીલગીરી સાથે ક્રોધનો વધારો. આજથી દેવીસીંહ મનુષ્યારૂપમાં ઝનુની કાળો નાગ.

**પ્ર. સાતમો—રસ્તો.**

સુધાને મળવાથી નારાજ થયેલ વસંત તથા મનહર આવેછે.

અને બે મવાલી સાથે મસલત કરે છે કે સુધા જ્યારે નીશાળેથી પાછી વળે ત્યારે તમે લોકોએ તેના પર ખોટો બળાત્કાર કરવો. પછી અમે વીર મરદ પૃથુરાજ ચહુઆણની માફક તેની વારે ધાશું. ત્યારે તમારે પોબારા ગણવા. મોવાલીને ફી આપી છુપાવું બાદ સુધાનું આવવું મોવાલીઓએ સુધાને રોકવી સુધાએ બુમ પાડવી સંકેત મુજબ વસંત તથા મનહરે આવી સુધાને ખોટી બચાવવી ચોકડું પાર. સુધા દંડીગાર. ભયંકર શૃંગાર લાસ્ટ લેકચરે વસંતે સુધાને પોતાના ફોટા પ્રેઝંટ કરવો.

## પ્રવેશ આઠમો—બોકસીન.

વીચારોના વમળમાં વીંટાએલી રાજબા આજની મનુષ્ય બલીદાન લેનારી લડાઇ કે જે દેવીસીંહને માધવસીંહને થઇ છે તેને માટે થતી કમકમી બાદ હારેલ માધવસીંહનું લોહી લોહાણ હાલમાં આવવું માધવસીંહે કરેલ સાચો પસતાવો, રાજબાની સ્વામીભક્તી માધવસીંહનું નાશી જવું. બાદ દેવીસીંહનું જીત કરી આવવું. પોતાની સ્ત્રી શીયળવતીના વેરમાં રાજબાપર જુલમ ગુજારવો. વીર રમાણીની ધારજ નન્કારનો જવાબ. બાદ શીયળ ભંગ કરતાં તેનાજ પુત્ર કનકધ્વજથી થતો અટકાવ. ટબલો. ડ્રોપ.

### પ્રથમ અંક સમાપ્ત.



# અંક બીજો.

---

**પ્ર. પહેલો—મહારાજા હંસધ્વજનો દરબાર.**

મહારાજા હંસધ્વજના ફરમાન મુજબ તેમના દીવાને કુમાર કનકધ્વજને ગાદીપર બેસાડવા ફરમાવવું. દેવીસીંહનું આવવું ગાદીએ બેસવા જતાં દીવાને અટકાવવું દેવીસીંહ કે જે ઉ-ત્તના મદથી તથા શીયળવતીની ગેરહાજરીએ તદન બદલી ગયો છે તે અહીંથીજ મોહ પ્રભાવનો પરીચય કરાવે છે. દેવીસીંહ સામે થાય છે. સરદારોએ દીવાનના હુકમથી તેને પકડવો તથા હથીયાર ખુંચવી લેવા જવું બાદ કનકધ્વજનું આવવું મોહ પ્રભાવથી વીરક્ત કુમાર કનકધ્વજે ઉતારેલું રાજ્ય તથા આ રાજ બન્ને પીતાને અર્પણ કરી મહાન ઉ-દારતા બતાવવી.

**પ્ર. ૨ જો. ડાકટરની ઓફીસ.**

સુધાએ આવી છુપાઇ રહેવું નવ વાગ્યા છતાં સુધા નીશાળેથી ન આવી તે માટે ડાકટરની ચીન્તા. ડાકટરે પોતાની દાસી નવેલીને પુછી શાનસ લઇ સુધાની શોધ માટે જવું ડાકટરના ગયા બાદ નવેલીએ સુધાને ડાકટરનો કોપ જાહેર કરવો બાદ ડાકટરનું તપાસ કરી પત્તો ન લાગવાથી પાછા આવવું. સામેથી સુધાએ આવી પગે લાગવું બાપ દીકરીની તકરાર. છેવટે નીશાળ બંધ કરવા દફતર જપ્ત કરવું. સુધાએ ફોટા-ની બીકથી એમાં મારી પ્રાઇવેટ વસ્તુ છે એમ કહેવું. જેથી ડાકટરે તે તપાસવું. અંદરનો ફોટો જોઈ ચોંક બાપ. આશું

ફોટો, ગોટાળો છે મસમોટો સુધાને આ કોણ છે પુછવું એ મારા માસ્તર છે. એમ સુધાએ કહેવું. ડોકટરને તે વાત સાચી ન લાગવી. સુધાના ઉડાઉ જવાબ. ડોકટરની વધારે ચીન્તા સુધાનું જવું બાદ ભોગ જોગે વસંત તથા મનહરનું સુધાને મળવાને બાને નાડી દેખાડવા આવવું. ડોકટરે તેને જોઈ એજ હરામખોર કહી ડોકટરે ફોટો મેળવેલો. ભેદનું ભોપાળુ ખુલવું મારામાર.

## પ્ર. ત્રીજો જેલ.

દેવીસીંહ રાજબા તથા કાન્તાને સતાવે છે. રાજ રમાણીના દદ વીચારો બાદ કનકધ્વજનું આવવું પોતાને આજીજી કરી રાજબા તથા કાન્તાને છોડાવવાં દેવીસીંહ જે ઉપકારના દબાવે છે. તે ન છુટકે વાતને માન્ય રાખે છે. છેવટે રાજબા કાન્તા. કનકધ્વજને પણ દેશનીકાલ

## પ્ર. ચોથો જંગલ.

ગરજથી નારાજ થયેલ માધવસીંહ જે ભીખ માગીને પેટ ભરેછે તેનું કંગાલ દશામાં આવવું દેવીસીંહના હુકમથી તેને પકડવા નીકળેલા સરદાર જેઠાભાઈ તથા પેથાભાઈનું આવવું પરંતુ માધવસીંહની જીંદગીના ફેરફારે ઓળખી શકતા નથી. માધવસીંહ તેની પાસે ભીખ માગેછે અને રાજબા તથા કાન્તાની ભાળ પુછેછે. તેના જવાબમાં તેઓ કાશીએ યાત્રા કરવા ગયાનું કહે છે માધવસીંહ સારંગી વગાડી પોતાના દુઃખો ગાયછે. પેથાભાઈ તથા જેઠાભાઈ ખુશી થઈ તેને ચાર આના ઇનામના આપી રસ્તે પડે છે. એક વખતના રાજયકર-

તાની દશાચક્ર ચીતાર રાજાને છુટયાના સમાચાર સાંભળી પોતે કાશી જવા નીકળેછે કેમકે તીર્થાટનમાં વખતે ભેટા થાય

**પ્ર. પાંચમો. દેવીસીંહનો મહેલ બીજાની.**

ત્યાં જેઠાભાઇ તથા પેશાભાઇનું આવવું. તેમાંના એક માધવસીંહે ગાયેલી કવીતા બતાવવી આપ વીતી તથા ચહેરાની ઓળખથી ચતુર દેવીસીંહ ચેતેછે અને પોતે સીપાઇઓ સાથે તેને પકડવા જાયછે.

**પ્ર. છઠ્ઠો. ડોકટરનું ઘર.**

સુધાની દાસી નવેલી કે જેની સુધા જેવી દશા બની મોહવાંણુ વીંધાણીછે તે પુર બજારમાં નીકળેછે બાદ સુધા તથા નવેલીના સંકેત બાદ ડોકટરનું આવવું સુધાને માટે સંતાપ જાહેર કરવો ત્યાં સુધાએ આવી પોતાના પીતા પાસે પોતાના પ્યારાની આરજી કરવી ડોકટરના ઇન્કાર બાદ એક ડોસાનું સુધાની માગણી કરવા આવવું. ડોકટરે તેને વીસ હજાર રૂપીયાની રકમ સંભળાવવી ડોસાએ આપવા કબુલ થવું. બાદ સુધાને ભલામણ કરી ડોકટરનું જવું. ત્યાર બાદ વસંત તથા મનહરનું આવવું. બધાંએ મળી ડોસાને બનાવવો. વસંતે ડોસો બની સુધાને પરણવાની યુકતી કરવી.

**પ્ર. ૭ મો કાશીપુરીની ધર્મશાળા.**

રાજા કનક અને કાન્તાનું કંગાલ અવસ્થામાં આવવું. રાજરાણીને ચણાના વાંધા. બાદ માધવસીંહ ત્યાં ભીખારી હાલતમાં આવે છે, રાજા રાત્રીનો સમય હોવાથી ઓળખી શકતી નથી માધવસીંહ ભીખ માગે છે ઉદાર કુમારી

પોતાના ચણાનો ભાગ માધવસીંહને આપે છે. માધવસીંહ હુદ્દેશાથી કંટાળી ચણા જોઇ ખાતાં પોતાની હાલતપર નફ્રત કરે છે તથા ગુસ્સામાં પોતાને મોઢેજ પોતાનું નામ નીકળી જાય છે પરસ્પર ઓળખાણ જુના સ્નેહીઓનો માઠી દશામાં મેળાપ. તે પણ ફકત એકજ ઘડી ત્યાં દેવીસીંહનું આવવું માધવસીંહ તથા રાજબા કાન્તાનું બેશુદ્ધ થવું. દેવીસીંહના સીપાઇઓએ માધવસીંહને કેદ કરવો. ટેબલો.

## અંક ત્રીજો.

પ્ર. ૧ લો. પતી કેદ થવાથી દીવાની બનલી રાજબા ગુમ થવાનો કાન્તાની ચીન્તા. કનકધ્વજનું શાન્તન. પોતાના પીતાને મદ્દાત કરી થતા અનાચારો અટકાવવા પ્રતિગ્ના કરવી કનકનું જવું. બાદ કાન્તાની ધીરજ ન રહેતાં તેણે પણ પાછળ જવું.

પ્ર. ૨ જો. કોમીક મનહર તથા વસંતનો વરઘોડો.

બેરાંઓનાં ગાણાં સુધાને વસંત તથા નવેલીને મનહરનું પતી પત્ની તરીકે જોડાનું. બાદ વરઘોડાનું દીપાવું ડોકટરનું આવવું. ડોસાના રૂપમાં પરણવા આવેલા વસંત પાસે પૈસા માગવા. સુધાએ વીસ હજાર રૂપીઆ પોતાના ધણીના જવાથી અમે કંગાલ થઇ જઇશું એમ પોતાના પીતાને કહેવું ડોકટરે તેને ખુશી થઇ કરીઆવર તરીકે ઘરમાં પડેલા પાંચ હજાર રૂપીઆનો ચેક આપી છોકરીને રાજી કરવી. બાદ વસંત સાથે

લાવેલી કાંકસની થેલીએ છોડી આપવી. છોડવાની સાથે ડોકટરનો ગભરાટ. ટેબ્લો.

**પ્ર. ૩ જો. રસ્તો.**

વસંત મનહર સુધા અને નવેલી વગેરેનું ડોકટરને ત્યાંથી નાસી આવવું. મનહરને વસંતે જુદા પડવા કહેવું. બાદ ડોકટરનું ગુસ્સા સાથે શોકમાં આવવું પોતાની છોકરી તથા પૈસા જવાથી પશ્ચાતાપ કરવો. બાદ વસંતનું આવવું અને ડોકટરને ધીરજ આપી પોતે સુધાને શોધી લાવવાનું કામ માથે લેવું. ડોકટરનું જવું બાદ સુધાનો ને વસંતનો આનંદ.

**પ્ર. ચોથો વસંતબાગ**

દેવીસીંહ પોતાનો શત્રુ સપડાયો હોવાથી ખુશી થતો સુઈ જાયછે. ગુમ થયેલી રાજબા અહીં હાજર થાયછે, દેવીસીંહને મારવા તૈયાર થાયછે સુતેલાને ન મારવા રજપુત ધર્મ યાદ આવતા દેવીસીંહને જગાડેછે. દેવીસીંહ ઉઠી આશ્ચર્ય પામેછે. રાજબાનો ખુલાસો સાંભળી દેવીસીંહ પ્રસન્ન થાયછે,વચન માગવા કહેતાં રાજબા વચનમાં પતી મુલાકાત માગેછે. દેવીસીંહનું અંતે ના મકર જવું. બંનેનો ટેબ્લો.

**પ્ર. પાંચમો ડાકટરનું દીવાનખાનું.**

પોતાની પુત્રી જવાથી તેની તપાસ કરવાની ડોકટરની ચીન્તા પણ જડે તે શાની જ્યાં વાડ ચીભડાં ગળે ત્યાં મોકાણુજ હોયની વસંતનું આવવું માફીપત્ર લખાવી પછી યુક્તી સર સુધા નવેલી ને મનહરને લાવવાં. ડોકટરનો ક્રોધ. છેવટે સુધાનો બાળક જોઇ ડોકટરનું વધારે ગુસ્સે થવું છેવટે બાળકને રમાડવો અને

ડોકટરે પોતાનો ગુસ્સો શાન્ત કરવો અને કન્યા વીક્રયનાં વી-
ચારોથી દુર થવું. તે સાથે કોમીક સમાપ્ત.

પ્ર. છઠ્ઠો કતલખાનું.

દેવીસીંહે માધવસીંહને તોપને ગોળે ઉડાડી મુકવા ઓર્ડર કરવો
રાજબાએ આવી અરજ કરવી અરજ નામંજુર થાયછે માધ-
વસીંહે ઇશ્વર ભકતી કરી પોતાનાં પાપનો પશ્ચાતાપ કરવો.
મરણ બાદ રાજબાએ પોતાના પતીનું વેર લેવું અને દેવીસીંહ
ને પીસ્તોલથી ઠાર કરવો, બાદ પોતાનું જીવન નકામું સમજી
પોતે પણ કટાર ખાઇ મરવું બાદ કનકધ્વજ તથા કાન્તાનું
આવવું પીના તથા રાજબાના મરણથી દીલગીર થવું બાદ શીયળ-
વતીનું સુક્ષમ આત્માનું પ્રગટ થવું અને પોતાના સ્વામીને સ્વર્ગ
માં પધારવા કહેવું.

**વાટ તમ હું જોઇ રહી છું દેવતાના વર્ગમાં**
**દુનીયાં તજી સ્વામી હવે જલદી પધારો સ્વર્ગમાં.**

**અંક ત્રીજો સમાપ્ત.**



શ્રી

# પાપનો પશ્ચાતાપ.

## નાટકનાં ગાયનો.

### સ્તુતિ.

સુત્રધાર—બાળાઓ—

વંદુ પ્રથમ પ્રભુત પાલ,
કરૂણા નિધી દયાલ;
ભવ ભય હર શ્રી ગોપાલ. વંદુ.
તમ શરણુ છે સકલ બાળ વીસુ,
તારનાર તુજ સ્હાયે..............
હરખાયે જય વરતાયે..............
સહુ જન શાન્તી પામો;
સુખ નીધી માંહી જામો. વંદુ.

બાળાઓ— ૨

મન આ મૃગજળ પાછળ મરે,
મોહમાં મીથ્યા ભટક્યા કરે;
પાપના પુંજ શીરપર ધરે,

છતાંયે કાર્ય એકના સરે.
રાવણ સમ રણધીર રાય તે રામ હસ્તથી મરે;
કંસ સમા બળવાન વીરનો કૃષ્ણ ધ્વંસને વરે. મોહ૦
મહા મુનીના તેજ મોહથી ગયા અને તે જશે;
પારાસર મચ્છગંધા જેવી માચ્છીમારણ વરે. મોહ૦

વારાંગનાઓ— ૩

છલબલ સખીયન મન મોહનીયાં,
મોહનીયાં સખી સોહનીયાં. છલ૦
તેરી નીગા હય તીરચ્છી કમાન,
તેરી જબાં હય જેરીલે બાંન;
કી ઘાયલ તે વહીં સબ સખીયાં. છલ૦
જાઓ જાઓ યે કયસી બાત,
કાહે કરતે હો બાતવા હયાત;
વાવારે સજની સોહનીયાં. છલ૦

રાજબા— ૪

હરી કર ઝાલો પ્રભુ તમ શરણ,
સુન્ય સરવે ભાસે;
અસાર સંસાર છે દુઃખનો સાગર.
ભર્યો છે સતી આ ત્રાસે,
નથી કો અંગી નથી કો સંગી;
પ્રભુ છું આશરે રહે.............હરી૦

છે રંગી દુનીયાં આ પચરંગી,
તું ડુબાડે તું ઉગારે;
આપ શાન્તી છેદ ભ્રાંતી માગું ઇશ;
અબળા કેરી વા'રે. હરી૦

કાન્તા— ૫

વીચીત્ર છે રીત આ વીશ્વ તણી નહી પરખી કે પરખાય અરે,
સતીને મળે દુષ્ટ પતી અરેરે શુધ પતીનો સાથ કુનાર કરે;
ગુલાબને કંટક આપ્યા હરી વળી કસ્તુરી કાળીજ કરી.
અમૃતમય આમ્ર જતા કરમાઇને અમર થોર કર્યા તેં ખરે,
છે રીત વીચીત્ર શું ચીત્ર અરે હરી કેમ તું વીશ્વમાં આમ કરે;
શશીને રહયે તેં ડાઘ ધર્યા ઉદધી નીરને ખારાંજ કર્યાં.
શુશોભીત હંસ વેરાન વસે વસ્તીમાં શ્વાન કઠોર ભસે.

વસંત, મનહર, છોકરાઓ ૬

સમય આ બહુ બુરો આવ્યો,
સર્વનો ધર્મ ભુલાવ્યો;
ગાય ગરીબ સમ પુત્રી વેચી.
થાય પૈસા હા....ર,
પાપીઓ પરણાવે સાથે;
બાળ વૃદ્ધ ભરથાર.
રંડાપો ચોરીમાં આવ્યો. સર્વનો૦

પુત્રીનુ દુઃખ દેખી દીલમાં,
દાઝે નહી મા બા.......પ:
કસાઈ થઈ કન્યાને કંઠે.
પાપી મુકે કાપ;
દાખલો દુષ્ટ દરસાવ્યો. સર્વંનો૦

કાન્તા-સખીઓ— ગરબો. ૭

એ વચન વાંસળીની રાગી હું તો સ્નેહની બની વેરાગી,
લગની મને કનક તણી લાગી હું બની વેરાગી.

સાખી.

કનક વર્ણ છે કનકનો સુવર્ણને સુગંધ;
વળી મનોહર રૂપ છે બની બેન હું અંધ.
ચટક ચાલથી બની બીચારી જાઉં વારી બલીહારી,
થઈ છે અનુરાગી હું બની વેરાગી.

સાખી.

મીન અને પાણી તણો જે છે મહા પ્રબંધ,
મારો ને એ લાલનો સખીઓ એજ સબંધ.
મધુર માધવનું નામ હૃદય કરતું આરામ,
મને આઠ પ્રહર ધ્યાન રસીક વીણ છું બેભાન;
સખી તજી સખીઓનું નામજ પજે પીયુ આઠે જામ;
જઈશું હવે ત્યાગી (૨) હું બની વેરાગી.

કાન્તા-સખીઓ— ૮

અહીં કામ અમારૂં શું છે મનડાના મુકી કોડ કોડ-અડીં.

છોડો હાંસી તમથી ત્રાસી ત્યાગો બહેની વા...ત,
અમો થકી જો અકળાશો તો રીઝાવશો કેમ નાથ. અ૦
ભોળીભાળી હું તો બાળા શાને છેડો આ....મ;
રાખ રદયમાં ધીરજ બહેની આવે તારો શ્યામ. અમારૂં.

કાન્તા—કનક— ૯

કરી ચતુર ચાતુરી વહાલા લીધી ખરીદી લાલા. (૨)
પ્રીય પ્રેમદા પરવશ કીધો સ્નેહ બંધને બાંધી લીધો,
વાહ વાહ વાલમજી વહાલા લીધી૦
આપ સ્નેહ અંતરને છેદે કટાક્ષ કાળજડાને ભેદે;
આ ભોળી ભોળવી બાળા. લીધી૦

સુધા—સખીઓ— ૧૦

સ્નેહેથી ચાલોરે દેવીનાં દરશન કરીએ—સ્નેહે૦
ઘરનાં અજળ્યાં બે પળ ભેની ત્યાં જઇ સુખીયાં થઇએ;
સુખ દુઃખની વાતો કરવાને સખીઓ સરવે જઇએ. સ્નેહે.

સુધા— ૧૧

કર્મ વીણુ જોડી મજાની કહો કયાંથી પામીયે,
ભણેલા છે તોપણ ભેજાના ફરેલા;
હીરાથી મઢેલા છકેલા કે ઘેલા.
સરવે છે એક એક ખામીયે પામીયે,
ઉપરના ધોળા તો ભીતરના કાળા;
અંદરના મેલા દેખાવે રૂપાળા.
શું સુખ મળે એવા આપીએ પામીયે.

## મુંગો નાચ.

સુધા— ૧૨

હાંહાંરે મારૂં ઓળે જોબનીયું જાયરે. હાં હાંરે૦
આવી અભાગી જુવાની બનાવી
મુજને દીવાની. હાંહાંરે૦
ખીલી નકામી મજાની જુવાની;
શોધ્યો ન આપે કોઇ રસીયો છેલાણી.
જાલીમ છે મુઇ જુવાની બનાવી. હાંહાંરે૦
મનડુ મસ્તીમાં બન્યુ છે તોફાની;
માવત વીનાની હસ્તીની મસ્તાની,
જોબનીયે કીધી દીવાની બનાવી. હાંહાંરે૦

વસંત–સુધા— ૧૩

હાં પ્રેમે રસીયાજી મળવા પધારજો,
હાં દીન જાણીને નાંહી વીસારજો;
હાં દસબાર વાર દીનમાં સંભારજો.
હાં ઓલ રાઇટ પહેલવાન–રસીયાજી.
વાટે ઘાટે મુખડલું બતાવજો;
પ્રેમે મંદીરીયે વહેલા પધારજો,
યાદ આપું પીછાણુ–રસીયાજી.

રાજબાં— ૧૪

એ......પ્રભુ વખત શું આવ્યો,
વરસે છે અંગાર;

સીપાઈ બચ્ચા મરી રહ્યા છે બાર,
આખો મુડદાં ગંજ થયા છે બાર,
આવો આવો સીતમ અટકાવો;
પ્રભુ તમને આવું ના ઘટે. પ્રભુ૦

પહેલો અંક સમાપ્ત.

---

## અંક બીજો.



દરબારીઓ— ૧૫

વાહ સમય સુધા સમ શુભ આ;
નુતન મંગળ શુભ દીન આજે–વાહ૦
સકળ દુઃખી રૂઠાં આજે;
આનંદે સહુ ઝુલ્યાં આજે,
મહારાજા હોંશેથી પધારી;
શોભાને વધારી આસને બીરાજી,
સહુને સુખોમાં ડુબાવી.
ખુશાલી પ્રસારજો મંગળ આ દીન અતી વાહ વાહ.

વારાંગનાઓ— ૧૬

મધુર વદન પર વારી વીહારી,
ચપળ નયનની ચમક અજબ છે;
મુખ મલકતું બલીહારી વીહારી.
જાદુ ભીતરમાંહીં ભર્યું અજબ છે;
ચપળ નયન પરવારી વીહારી.

સુધા— ૧૭ :

દીન દીકરીના દામ જે લેનાર બાપ હોય,
તેને દાખલો દેખાડવા તૈયાર હું આ વાર;
પસંદ કરીને પ્યારો વર હું વરીશ મારો-દીન૦
કાય વેલ આ વસંત જોઇ ખીલશે;
વપુ વહાલાથી ભેટ લેવા વીલશે—દીન૦

વ-ડો-મ-સુ— ૧૮

અલ્યા ભામટા તમારી આજ ખોડ ભુલાવું,
કરો માફ સાહેબ કામ કદી કરીએ ના આવું;
જાઓ લુચ્ચાઓ દયા ખાઓ નાશી જાઓ—અલ્યા૦
મુજ છોકરીને છેતરી છકેલી બનાવી. મુજ.
એણે આંખને ઇશારે આમ બુદ્ધી ગુમાવી-જાઓ૦
માફ કરો બાપુજી મારા દયા તેના પર લાવો,
ચાલ છોકરી છેટી જા તું જુલમ કરો કાં આવો;
થાય મને થાય મને પ્લેગ ભલે થાય-અલ્યા૦

રાજબા— ૧૯

કૃતી અકળીત જગપતી તારી,
કળી શકે ના કો નરનારી. કૃતી૦
પલમાં પ્રામર માન બને જે;
માનવ ને મોહ તાન,
સમય સમયની છાયા જુદી;

કોઈ નથી કળના........૨ કૃતી૦
પળમાં રાયને રંક બનાવે;
રંક બને મહારા.....જ
કોડી કોડી કરતા ફરતા;
મહેલ મહી વસના.....૨, કૃતી૦

૨૦

કનકધ્વજ—

નથી તમ પરવા મનમાંય. નથી૦
કીસમતથી સહુ થાય જગમાંય જનરાય;
ત્રીલોકમાંહી તે મીથ્યા ન થાય. નથી૦
કર્મ લઈને હાં. કર્મ
જશે જ્યાં જશું ત્યાં;
જીવ જતાં ધર્મ ન છોડાય,
પીતાજી છોડોને પતરાજી. નથી૦

૨૧

માધવસીંહ—

હંસા હલકી મતી તેં કરી શીદને પડયો તું કુઠામે,
કીર્તી કામને કુહાડે કટી, ચડી બદનામીને ભવાડે;
અંતે શું ગતી ન પામે. હંસા.
માન સરોવર મુકી કર્યો સર સરીતાપર વાસ,
મોંઘાં મોતી ત્યાગીને, શંખ તણી કરી આશ;
સુખ બદલે દુઃખ પામે, અંતે સુગતી.
ગુલાબનો ભમરો ગયો, કમળ પુષ્પની પાસ,
હસ્તી કમળો ચરી ગયો, ભમરો થયો નીરાશ;

ભમરો ક્યાંથી વીરામે, અંતે સુગતી.
ખટરસનો લોભી ગયો, નવરસ લેવા કાજ,
નવરસ પણ પામ્યો નહીં ખોયું ખટરસ કેરૂં ખાજ
ભટક્યો હું ગામ ગામે, અંતે સુગતી.
સમજ્યાવીણુ નીજ સ્થાન તજી, પર સ્થાનક લેવા મ્હાય.
મળે ન અંતે એક પણ, અધવચમાં અટવાય;
હરામીનું જાય હરામે, અંતે સુગતી.

માધવસીંહ— ૨૨

નીશંક નૃપતી હું હતો, ધરતો ન કોઈની બીક,
તેજ સતીના શ્રાપથી, માગે ઘર ઘર ભીખ;
હે કીરતાર જગદાધાર, કષ્ટ નીવાર અધમ ઉધાર. હે.
હવે થઇ હઠ હરી આતો, કૃપા કરી તારજો કાં તો.
સંહારો પાપના ભારો, તણા વીચારથી;
સુખ લેશ ના મળનાર, હે કીરતાર.

નાયકાઓ— ૨૩

અરે હાંરે બટકીયાં મોરી,
અરે કરૂં કુરબાની તોરી;
ઉઇ સલાઇ મોહે કપટી કનઇયા (૨)
મેરા તન મન ધન સબ લુંટા. હાંહાંરે.
બંસીમે અમૃત ભર્યો કીશ રાધીકા શ્યામ;
છીન લીયો આરામકો કોન તુમેરા નામ. અરે.

નવેલી— ૨૪

હાં હાંરે બની ઠની નવેલી નાર,
હાં હાંરે સજ્યા સજ્યા સોળ શણગાર:
રસ ભર્યું હૃદય છલકાય કટી લચકાય. (૨) હાં હાંરે.
ખીલી કળીઓ આ મદ માતી,
મધુકરને મધુ દેવા ચ્હાતી;
રસભર્યું હૃદય છલકાય કટી લચકાય. (૨) હાં હાંરે.

નવેલી ડોસો-- ૨૫

આજે વાહ વાહ વાહ શું શેઠ બન્યા સુંદીર ના--રી.
પરણશું હવે આમે પ્યારી અરે વાહ;
જુવો સાહેબો મોહની મુંછાળી.
કરી બુઢાપે બુદ્ધી કાળી,
રૂમક ઝુમક કરતા ચાલોજી:
આંખલડી મારી, અરે વાહ વાહ વાહ શું શેઠ.

રાજબા— ૨૬

ભજી લેને ભાવે તું હરી ભાવને ધરી જશે ભવ તરી.
આશા નીરાશા આગીયાનો ક્ષણ સુધી ચમકાર છે;
ચાર દી છે ચાંદની પાછળ પછી અંધકાર છે.
લાગે તને શાન્તી જગતમાં આખરે અંગાર છે,
સત્ય કોઇને છે નહીં, સાચોજ જગ રચનાર છે;
માટે ભજ તું હરી ભાવને ધરી જશે ભવ તરી.

**બીજો અંક સમાપ્ત.**

---

# અંક ત્રીજો.

કાન્તા ૨૭

અગમ ગમ તારી અરે અવીનાશ
અક્કળ નવ થાયે તમારા પાસ;
મોટા મોટાઓ પણ ભાન ભુલી જાતા,
યોગી વૈરાગી સહુ ઠોકરો બહુ ખાતા;
કળા કોઈથી ના કળાય..........અગમ.

કાન્તા— ૨૮

વીશ્વપાળ વીભુ ભવ ભય હરતા,
કષ્ટો સહુ સંહારો;
આ બાળા શરણે છે ખરો આશરો તમારો.
મોહનજી અમ હાલ નીહાળો,
વીપત વાદળી શીરથી ટાળો;
ગઈ વેળા વારો આ દીનની. ગઈ
મન મારૂં અતીશય અકળાય,
માત તાતને સુગુણ સ્વામીની;
વીપદ સકળ વીદારજો.
કરૂણાનીધી કરૂણા વરસાવજો,
જગતપાળ શ્રીગોપાળ લક્ષ્મીપતી;
મમ કનકનો કરજો જયજયકાર.

જાનડીઓ વસંત મનહર— ૨૯

લટકે ચાલે વરની જાનરે
કેવા શોભે વરરાજા
ઠમકે કન્યા રૂપવાનરે
સ્ત્રી પણ મુકે માજા
પુરા થયા અરમાન વાગ્યાં સુરમાં વાજાં
ગોરી મળી ગુણવાન ભેટયાં સુખે આજે ઝાઝાં.
એક ગોપીને બીજો કાન શોભી રહ્યા
જોડી મળી કેવી રૂપવાનરે
રંભા ને ઇન્દ્ર રાજા લટકે.

ડાક્ટર ગેબી— ૩૦

થઇ ગઇ ખરાબી મારી
આફત પડી શીર ભારી
ગઇ છોકરી હાથ થકી હાય હાય
તેને પલકમાં પકડી લાવું ઘરે હું જકડી
ત્યારે સીધી દોર રાંડ એ થાય.
રૂપીયા હજારો મારે એને વેચી લેવા
એ છોકરી બગડીને બેઠી છે દી દેવા. થઇ ગઇ

સુધા વસંત ૩૧

સારી ગોરી ગુણવંતી ગુણનો ભંડાર
બની આવોજી

ખસ દુર જાઓજી
પ્રીય પ્યારી ગઈ હારી
પ્રીય પ્રેમે ગળાવી
પ્રીતમ તારાં વચને શરમાવી
તું મન છો તું તન છો તું ધન છો વાહ
એ પ્રીય શાણા સામળીયા સલુણા
ના છેડો મારૂં નામ લ્યો
નીર્લજને કાંઈ લાજ ન આવે એ પ્રીય શાણા
મુખ દરશન વહાલી હે મધુરી પ્યારી માની જા
પ્રેમ પાઓ શરમાઓ અહીં આવો વાહ. મારી

ડાકટર વસંત વ. સુ. ન. છો. ૩૨

સંશય છે સર્વ ટળ્યો ભેદ મળ્યો વાહ. (૩)
મનનો વીચાર ફળ્યો ગર્વ ગળ્યો. વાહ. (૩)
ગયેલો દીન વળ્યો વાહ
ગયેલો માલ મળ્યો વાહ
ખુશાલીમાં આનંદ ઉભરાય. સંશય

માધવસીંહ— ૩૩

જગપર ન્યાયાધીશ છે સાચો જગનો નાથ,
ન્યાય અને અન્યાયનાં ફળ આપે હાથો હાથ;
કરેલા કૃત્યનો બદલો મળે છે વીશ્વમાં જાણો.

ખરેખર જગતમાં જાણો,
બુરાઇ કે ભલાઈનાં ફળો પરીણામે પીછાણો;
અદલ ઇન્સાફ ઈશ્વરનો બની નૃપ રંક ઘર ઘરનો,
રખડતા અંત ના આવ્યો તો ફંદે આખરે ફસાણો;
દાખલો ઉરમાં આણો–કરેસા.



# રોગી અને નિરોગી બંનેને લેવા લાયક તદ્દન વનસ્પતિની.

## પુરૂષો તથા સ્ત્રીઓ માટે એક સરખી ઉપયોગી આતંકનિગ્રહ ગોળીઓ.

આ અજાયબ જેવી દવા વિર્યની વૃદ્ધિ કરે છે. ખરેખરૂં પુરૂષત્વ આપે છે, લોહી સુધારી કાંતિમાં વધારો કરે છે, સ્ત્રીઓનાં ગર્ભાશય સુધારી ગર્ભનું પોષણ કરે છે; અજીર્ણનો નાશ કરી જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. શરીરમાં અતિશય બળ આપે છે, દસ્ત સાફ લાવી શરીરને સ્વસ્થ રાખે છે, સ્વપ્નામાં તથા પેસાબમાં ધાતુનું જવું, પ્રમેહ, પ્રદર, આંખની નબળાઇ, ચકરી, ફળતર, નબળાઈ, હિસ્ટીરીયા, માથાનું દરદ તથા પેસાબનું વારંવાર થવું વગેરે દરદો નાશ કરવામાં એ ગોળીઓ હરીફાઇ વગરનો રામબાણ ઇલાજ સિદ્ધ થએલ છે.

**વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

આતંકનિગ્રહ ઔષધાલય—કાલબાદેવી રોડ, મુંબાઈ.

---

# કે જમનાદાસની કુંપની.

કીટસન, કંટ્રી લેમ્પો તથા ઇલેક્ટ્રીકને લગતો અને ....

પરફ્યુમરી, સીગારેટ્સ ...